# ઇલા સુંદરી

## નાટકનાં ગાયનો.

રચનાર.
પા. દાહ્યાભાઇ પુરશોત્તમ.

પ્રસિદ્ધ કરનાર.
## શ્રી સ્વદેશ વિજય
## નાટક મંડળી.

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।
तयोरुद्धरणार्थाय सद्यः प्राणान् परित्यजेत्॥

આવૃતિ ત્રીજી.



अंकुश मुद्रणालय, कणपीठ बजार-सुरत.

કીં૦ રૂ. ૦-૨-૦

# મુખ્ય પાત્રોનાં નામ.



## પુરૂષ વર્ગ.

**હેમુ**—સત્તા અને પૈસા લોભે વટલાઇ ગએલો શુરવીર લડવૈયો, અને સીકંદરનો રાજનીતિ કુશળ મુખ્ય સેનાપતી.

**અનુપસિંહ**—હેમુનો આશ્રિત એક યુવક લડવૈયો.

**જયશ્રી**—રાણાના ભાયાત ચંદાવતનો કુમાર.

**ઉદયસિંહ**—મેવાડનો રાણો.

**રામાનુજ**—દેશભકત સંન્યાસી.

**બાંકેખાં**—રસીકાપર આશક પડેલો હેમુની છાવણીનો એક જમાદાર.

**બાટઉ**—છાવણીનો સીપાઇ અને રસીકાનો આશક.

## સ્ત્રી વર્ગ.

**ક્રીડા કુમારી**—રાણાની મોટી પુત્રી, અનુપસિંહની પત્ની.

**લતા કુમારી**—રાણાની નાની કુંવરી, જયશ્રીની પત્ની.

**ઈલા સુંદરી**—રાણાના સ્વર્ગસ્થ સચીવ માધવસિંહની પુત્રી.

**રસીકા**—ક્રીડાની સખી.

**સ્થળ**—મેવાડ અને તેની આજુબાજુનો પ્રદેશ.

---



# ઈલાસુંદરી.

## નાટકનો પ્રવેશવાર સંક્ષેપમાં સાર.

### અંક ૧ લો.

સુત્રધાર-નટી--બાલાઓ-મંગળાચરણ અને વસ્તુ વિવેચન.

પ્રવેશ ૧લો-તાતારના શાહ સીકંદરના સેનાધીશ હેમુ કે જે કેટલાક સમયથી ચીતોડપર ઘેરો ઘાલી પડયો છે તેને સંન્યાસી રામાનુજ આવી રાજપુતો ઉપરથી ઘેરો ઉઠાવવાને સમજાવે છે. હેમુ તેને તુચ્છકારી કહાડે છે અને ઇલા બાગમાં આવ્યાની બાતમી મેળવી, તેને ઊઠાવવાની ગોઠવણ કરી જાય છે.

પ્રવેશ ૨ જો-રાજકુમારી ક્રીડાને રસીકા આવી ચંદાવત કુમાર જયશ્રી સાથે તેના વિવાહ થવાની વધાઇ આપે છે. હેમુના સરદાર અનુપસિંહને અંતરમાં ચ્હાતી ક્રીડા આથી ખીજવાય છે તેવામાં લતા આવે છે. સર્વે મલી ગરબો ગાય છે. સંધ્યા થઈ જવાથી, રખેવાળ કિલ્લામાં આવવાનું કહે છે. ઈલા કારણ પુછે છે. ક્રીડા હેમુનો ડર બતાવે છે. ઇલા તથા લતા હેમુને હસી કાહાડે છે એટલામાં હેમુ આવી ઈલાને ઉઠાવી લઈ જાય છે.

પ્રવેશ ૩ જો—રામાનુજ અનુપસિંહને કર્ત્તવ્ય બોધ આપી રાજપુતોના પક્ષમાં જવાને હા પડાવેછે એવામાં હેમુ આવે છે અનુપસિંહ તેનાથી જુદો પડવા રજા માગે છે હેમુ તેને ભય અને લાલચ આપે છે તો પણ અનુપ અડગ રહી પોતાના નિશ્ચયને વળગી રહે છે આથી હેમુ પોતાના સિપાઇઓને અનુપને કેદ કરવા હુકમ કરે છે વીર ચુડામણી અનુપ સર્વની વચ્ચેથી સલામત છટકી જાય છે.

પ્રવેશ ૪ થો—ક્રીડા અનુપના સંસ્કારી પ્રેમનો ઉદય. ક્રીડાનો વાણીથી વિવાહિત થયેલ પતી જયશ્રી આવે છે બંનેને પ્રેમલુબ્ધ જોઈ ક્રોધીત થાય છે બાદ તેને અનુપ મળે છે અને જયશ્રીની મિત્રતા માટે હાથ માગે છે આશાભગ્ન જયશ્રી સ્વદેશ માટે પોતાના સુખની આહુતી આપી અનુપનો મિત્ર તરીકે સ્વીકાર કરે છે બાદ હેમુની છાવણીમાં રસિકા જાસુસી માટે છુપી બાતમી મેળવવા જાય છે.

પ્રવેશ ૫ મો—ઇલાને હેમુનાં પ્રેમયાચના, વીરદુહીતા ઇલાનો તિરસ્કાર. રામાનુજના બોધથી સ્વદેશ સેવા માટે સ્વેચ્છાથી ઇલાએ સાપની સોડમાં રહેવું.

પ્રવેશ ૬ ઠો—છાવણીમાં વેશ બદલી રસિકા આવે છે અને બાંકેખા તથા બટાઉને ફસાવી ચાલી જાય છે.

પ્રવેશ ૭ મો—અનુપસિંહ ક્રીડાની પ્રેમ ધુનમાં, જયશ્રીનું આવવું, મિત્રોનો દૈવી પ્રેમ.

પ્રવેશ ૮ મો—ક્રીડા અને અનુપ, દીવાનાં પ્રેમીઓની ગાંડી ઘેલી પ્રેમ રમત. જયશ્રીના આગ્રહથી રાણા ત્યાં આવે છે અને બન્નેને પ્રેમ લુબ્ધ જોઈ લગ્ન કરે છે.

પ્રવેશ ૯ મો—પ્રસંગ મળતાં હેમુનો નાશ કરવાના વિચારથી છાવણીમાં રહેલી ઇલા હેમુને રાજપૂતો ઊપર દયા રાખવા તથા ઘેરો ઉઠાવી જવાને વિનવે છે રાજપૂતો તથા અનુપ ઉપર વૈર લેવા હેમુનો મજબુત ઠરાવ, લાગ મળતાં દાવપર સોગટી મારવા ઇલાનો પણ મક્કમ નિશ્ચય.

પ્રવેશ ૧૦ મો—બટાઉ-બાંકેખાં અને રસીકા-પ્યારની પ-
શિક્ષા. મોહબ્બતના મજુરો પાસે મફતની વેઠ કરાવી
લઈ બાતમી મેળવી રસીકાનું જવું.
પ્રવેશ ૧૧ મો—પુત્રવતી થયેલી ક્રીડા સખીઓ સાથે પુત્ર
ઝુલાવે છે ત્યાં અનુપ આવી યુધ્ધે જવા અનુમતિ માગે.
પ્રવેશ ૧૨ મો—કરાલા દેવિના મંદીરમાં પુજન માટે
વેલા રાજપુતોને બાળાઓનો આશીરવાદ, હેમુ
છાપો, અને અનુપને ઉઠાવી લઈ જવો.

ડ્રોપ ટબલો.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—બટાઉને અધર નાચની તાલીમ, શીક્ષકનો
માર અને ત્રાસથી કંટાળીને હમેશને માટે બટા
ઉએ ઈશ્કની શાળા છોડી જવું. અને રસીકાએ
બાંકેખાંને સજ્જડ બનાવવા દીલારામ નામની હીંગ
હોડીવાળાની છોકરી સાથે ચોકઠું ગોઠવવું.
પ્રવેશ ૨ જો—લતાની જયશ્રી પાસે પ્રેમયાચના, ક્રીડાના
પ્રેમથી નીરાશ થયેલા જયશ્રીની સ્ત્રી જાતી પ્રત્યે
ધિક્કાર યુકત ભાવના, લતાની નાસીપાસી, ક્રીડાનું
સમયાનુસાર સુચન, લતાનો જયશ્રીને હાથ કર
વા દઢ નિશ્ચય અને પુરૂષવેશે પ્રસંગ મલતાં ઉપ
કાર કરી પ્રેમ સંપાદન કરવા ઠરાવ.
પ્રવેશ ૩ જો—લોકોની વાતચીતથી અનુપ હેમુને હાથે
મરાયો એમ માની ક્રીડાનું સતી થવા તૈયાર થવું,
પ્રતિજ્ઞાથી બંધાએલ જયશ્રીએ તેને સતી થતાં અટ
કાવવી, ઉન્માદિની ક્રીડાએ આથી શંશય લઈ જઈ
તેને ધિક્કાર આપી જવું, સાહસીક જયશ્રીએ આ-

ઘાત કરવા તૈયાર થવું. પુરૂષવેશે લતાનું આવી તેને અટકાવવો, અને સમજાવીને અનુપસિંહને છોડાવા લઈ જવો.

પ્રવેશ ૪ થો—પકડાએલા અનુપને બચાવા હેમુને ઈલા ની આજીજી. હેમુની બદલામાં રતિભોગની માગ ણી, ઈલાનો અસ્વીકાર, અને તેથી હેમુએ અનુપ ને રીબાવી રીબાવીને ભયંકર મોતે મારવા ધમકી આપવી, છંછેડાએલી નાગણુ ઈલા.

પ્રવેશ ૫ મો—હેમુનો દરબાર. કેદી અનુપને હેમુની સમજા વટ, સ્વદેશ સેવામાં મૃત્યુને કલ્યાણરૂપ માનતો અડગ અનુપ ભય અને લાલચની સામે વીરબાળા ઈલાનો અનુપને બચાવાનો પ્રયત્ન, નિરાશા, નામનો ન્યાય, જંગલીપણે અનુપને મારી નાંખવા હેમુનો હુકમ.

પ્રવેશ ૬ ઠો—બાંકેખાંનો ખાનગી ડેરો, બુરખાથી મોં છુપાવી રસીકાનું દીલારામના નામે ત્યાં આવવું, સ્ત્રી ચરિ ત્રની બલીહારી, પોતાની સાથે શાદીનું નક્કી કરી રસીકાનું જવું. બાદ બાંકેખાંએ હીજી હોડીવાળાને (ખરી દીલારામનો ખરો બાપ) બોલાવી શાદીનો કરાર કરવો.

પ્રવેશ ૭ મો—છુપાવેશે જયશ્રી પેહરેગીરને વીનવી જેલમાં દાખલ થઇ અનુપને પોતાનો વેશ પેહરાવી બહાર મોકલી દેછે. બાદ સુતેલા હેમુને મારવા ઈલા જયશ્રીને ઉશ્કેરેછે. અધર્મને અટકાવવા જયશ્રી યુકિતથી ઇલાને વિદાય કરી હેમુને જગાડેછે. ઇલા હેમુને જીવતો જોઈ ઝનુની બની જયશ્રીને ધીક્કાર આપી તંબુમાં જાય છે.

પ્રવેશ ૮ મો-વિરહિ ક્રીડા વિરહની આગમાં, અનુપના અવાજથી તે તરફ દોડવું, અત્યંત પ્રેમાવેશના ઉમ ળકામાં બાળકને ભુલી જવું, હેમુની છાવણીના સીપા ઈઓનું ત્યાં આવવું, બાલકને ઉપાડી ચાલ્યા જવું.

જયશ્રીની વફાદારી માટે અનુપે ક્રીડાને ખાત્રી આપવી, ક્રીડાનો પશ્ચાતાપ અને ઉન્માદિની દશા.

પ્રવેશ ૯ મો–હેમુ પાસેથી ચીતોડ જતા જયશ્રીને રાજપુતોનો જાસુસ ધારી હેમુના સીપાઇઓએ પકડી પાછો લાવવો. સામેથી હેમુનું આવવું અને છુટો કરાવવો, એટલામાં સિપાઇઓનું અનુપના બાળકને લઇને ત્યાં આવવું, જયશ્રીએ તેને ઓળખી હેમુ પાસેથી માગી લેવું, હેમુએ તેનો ઘાત કરવા તૈયાર થવું, જયશ્રીનું સિપાઇના હાથમાંથી બાળકને ઝુંટવી લઈ ચાલ્યા જવું.

પ્રવેશ ૧૦ મો–બાળક લઈ દોડતા જયશ્રી પાછળ પડેલા સીપાઈઓનું આવી લાગવું, લતાએ જયશ્રીને બાળક સાથે વિદાય કરવો અને પોતે પુલનું નાકું ઘેરી સીપાઇઓને અટકાવી ઉભી રહેવું, વીજળીના એક મોટા કડાકા સાથે પુલનું વચમાંથી ભાગવું અને લતાનું સલામત બચી જવું.

ટેબલો.

---

## અંક ૩ જો.

---

પ્રવેશ ૧ લો—જયશ્રી માટે ક્રીડાનો હાય અફશોસ, તેવામાં બાળક લઇને જયશ્રીનું આવવું, વાગેલી ગોળીના ઘાના દરદથી ક્રીડાને બાળક સોંપી બેભાન થઈ પડવું, હેમુની ચઢાઈના સમાચાર આવવા અને અનુપનું સામે જવા તૈયાર થવું.

પ્રવેશ ૨ જો—ઈલાને ગરદન મારવા દાનેશખાં નામના સરદારને હેમુએ હુકમ કરી જવું. બાદ ત્યાં આગળ સ્વામી રામાનુજનું નીકળી આવવું,

યોગનો ચમત્કાર, હાનેશખાંની ધર્મ ભાવનાનો ઉદય, ઈલાનો બચાવ.

પ્રવેશ ૩ જો—પ્રેમ પીડિત લતાની જયશ્રી પ્રત્યેપુનઃ પ્રેમ પ્રાર્થના, જયશ્રીનો અચલતા અને અનાદર, લતાએ હાથ પકડાવી પોતાની સાથે પરણવાનું યુકતીથી વચન લેવું.

પ્રવેશ ૪ થો—મનોરથોમા મહાલતો મોહબતનો મજુર બાંકેખાં દીલારામની ધુનમાં. શાદીના સરઘસનું આવવું, ત્રૈલોકય મોહિની (?) દીલારામ (ખરી)ને જોઇ બધાંએ બનાવવો.

પ્રવેશ ૫ મો—જયશ્રી અને પુરૂષ વેશે લલિત કુમારના નામે લતા, સ્વપ્નની વિચિત્ર અને ભેદભરી વાત. યુકિતથી હાથ પકડાવી લતાનું જાહેર થવું. પ્રિતમ પ્રિયાનો પરમાનંદ.

પ્રવેશ ૬ ઠો—લડાઇ, અનુપ-હેમુનું દ્વંદ્વ યુધ્ધ, અનુપ ઉપર ઘા કરવા જતાં એકાએક ઈલા રામાનુજનું આવવું, ઇલાને જીવતી જોઇને ચોંકેલા હેમુએ ઘાને ચુકી જવો. અનુપે આ તક સાધી હેમુને નીચે પટકવો, હેમુનો પશ્ચાતાપ. ( સીનનો તલેશમાત દરબારનો દેખાવ) લાયકને લાયક ઈનામ. હેમુને ક્ષમા, જયશ્રી લતાનો હસ્ત મેળાપ, છેવટનો આનંદ.



શ્રી પરમાત્મને નમઃ



# ઇલા સુંદરી નાટકનાં ગાયનો.

સર્વ પાત્રો- (મંગળાચરણ.)

નાથ અનાથન તું, પ્રભુ ભક્ત વત્સલા પ્રાણ, શીશુ શીર
ઝુકીઆ,
શરણે તારા, ચરણે તારા, દીનદયાળા, નાધાર, આધાર
તું દયાળ,
રાખે બાંહ્ય ગ્રહ્યાની લાજ, પ્યારા પીતુ પાલનકારા-નાથ-
રસદાયક રસરાજ હે રચના, કીરતાર, કૃપાળ, શરણાં
ગતની લાજ;
રાખજે, યાચીએ, સ્તવીન, વીનવિ;
મતિ ક્ષીણ કૃતિધારી, આશ એક હરિ તારી ધારી;
કર નાટયની આ ..............................નાથ-

બાળાઓ-



ભરત ભુમિના વીર બાળકનું હૃદય ધબકજોરે હાંરેહાં હૃદય-
સ્વદેશ ભક્તિનું શુભ શોણીત રગ રગ વહેજોરે-ભરત-
સુવર્ણ ભુમી ભારત આ પહેલાં હરનીશ કહેવાતી,
સ્મશાન સમાન કરી મુકી લુંટીને ભીખારી,
દેશ માંહિ કંઇ ભુખે મરતાં લાખો નરનારી,
મ્લેચ્છ સત્તાની એ બલિહારી જોઇ લેજો માની;
જોર આપણું રોવામાં રડી દીધો ગગન ગજવી,
ન્યાય આપશે ન્યાયી સત્તા શાણીને આ ધ્વની.

૧

હેમુ—

હું વીર મસ્તાનો છું જગનો મહા યોધ્ધો મહારથાયોલ;
હું સીધો સાદો છું જેવો તેવો છું નટખટ પોકેલો.
મહા જંગી છું, મહારંગી છું, વાહવાહ સીકંદર
સંગી છું;
જે ચાહું મનમાં, લડી પળમાં, લઉં તે કરમાં હું
હા હા હા હા
છળબળ કળબળ લટપટ ખટપટે જોડી મારી જગમાં
ન વાહ વાહ વાહ—હું વીર-

૨

સખીઓ—હોજી રાણી રાને તું શરમાયે
જોબનતે એમ શું છુપાયકે ?
લટકથી, મટકથી, ચટકથી, ચાલો,
છબીલી જરા છટાથી;
કીટ—હું ના સમજું બાળી ભોળી જાઓ છોડી લટકાં,
લટકાં હાં, મટકાં ચટકાં નખરાં કરતાં જાવો,
સખી—રંગીલી, રસીલી, છબીલી જો ..,
વાડી ફાલી જોબનઆની
કીટ—લટપટ કરતી, ઝટપટ જાને, છલછલ છોડી,
સખી—વાહ વાહ વાહ,—હોજી-

ગીતા—સખીઓ—            ૩

..મી મારો સાહબો મ્હડે રણઘોડલે વીરહાક વાગેરે લોલ,
ધરણીને ડોલે દશ દિશ રે લોલ.
.. ઘેરા શંખનાદ થાયને વાગે ઘમર ઘુઘરીરે લોલ,
..લે દુંદુભીને ગાજે ડંકા.. લોલ.
..હડું સાથ, મારાનાથ, શોભે સ.. ઘોડલેરે લોલ,
હારે રણલીલા જોવાના કોડ હ્યોજી સાથેરે લોલ.

ભિષણ રણે વિજન વને આવું હું તમ સાથ,
યાહોમ કરી નિશ્ચલમને ઝુઝીશ મારા નાથ.
આવતાં ઝાલીશ તીક્ષ્ણ તીરને ઢાલે ઘાવ પાછા વાળું રે લોલ.
ફુટે ઢાલતો ઝીલીશ ઉરમાં દુશ્મન ઘાવનેરે લોલ.
સાહુ શમશેર આજથી કોમળ કર કંકણ સ્થળે,
ઘુમીરણ ચમકાવું જેમ વીજળી ઘનઘોરે રમે.
ઝુલે ઝુલે મારા નાથની સમશેર તેમાં દેવી ભવાની હું આજ
કુમળી છું તોયે હું વીરબાળા મારા કંકણોમાં પ્રલય
ગીત ગાજે (૩)
મારી કાન્તિમાં જોગણીનાં ખપ્પર ઝીલે બ્હીવે દુશ્મનરે,
મારી આંખડીમાં કોટી કોટી ભાનુ ભર્યાં દાઝે દુશ્મનરે,
મારી છાંયડીમાં ઝેર લીલું ઉગે ધ્રુજી ઉઠે દુશ્મનરે,
મારી ઓઢણીમાં ભાતડી યમની ગુંથી મરે દુસ્મનરે-સખી-

૪

રામાનુજ—શું તેજ ભરતભુમી આએ?
બ્રહ્મરસે ભીના રષીવરની વેદ ભુમી તે આએ?—શું તેજ-
વશિષ્ટ વિશ્વામિત્ર વાલ્મિકી, વેદ વ્યાસ વળી પરાશરાદિ,
શુદ્ધ સનાતન બ્રહ્મ તેજથી ઝળહળે જયોત સદાએ,
તે દીવ્ય ભુમી તે આએ! તે પુણ્ય ભુમી તે આએ?—શું તેજ-
ભીષ્મ ભીમ અર્જુન કર્ણાદિ, પ્રતાપી પૃથુને સમર શીવાજી,
નામે અમર ઉછળે ઉર જ્યાં આર્ય તણાં ઉત્સાહે,
તે વીરભુમિ તે આએ? અમ આર્ય માત તે આએ? શું તેજ-

---

નેપથ્યમાં અનુપ અંતરના વિશ્વાસમાં ઈશ ન કરે નિરાશ,
પ્રેમીના પરમેશ છે થા નવ લેશ ઉદાશ.

---

૫

ઈલા—હાય આવી ફસાણી યવનમાં કોણ બચાવે
ડાવા નળમાં—હાય૦
ડર મરવાનો નથીરે હરીહો ડર એક શિયળનો દિલમાં—હાય૦
અર દરીયે ભવ નાવ ઝોકાવ્યું નાવ કાણું બેઠી શરણમાં—હાય૦
માત પિતા બંધુ સ્નેહી નથી કોઈ તુંહી તુંહી મારે સૌમાં—હાય૦

૬

રામાનુજ—

શું શું વહેલું મોડું જો એક વેળ છે મરવું લખ્યું,
માત શેવા કરી મરી કાં સ્વર્ગ માંહી ના જવું,
કદી શબ્દથી, કદી કર્મથી, સુખ ના દીધું. દુઃખના હર્યું,
જન્મ્યું જીવ્યું કે ભોગવ્યું તું જાણ સૌ ધુળમાં ગયું.
હાય જે હરામી નફટ ને નકટા
મોટા થઇ ભુલે માડી સેવના હાં
તેને દુકાળણ જેવા દેહારે આંસુડાં ઢાળે
આવે દયા ન કાં ?—હાય જે હરામી

૭

લીકા—નજરીયાં યારને ખુબ મીલાઇ
બીન ગુનેહ બીન મોત જલાઈ—નજરીયાં૦
અમાનત ઘુંટા જાન લે કોઈકે
પીલાઈ ઝેરકી પ્યાલી—નજરીયાં૦
દીલારામ જો નહીં મીલા દીલકો ક્યા આરામ
જીને મરના ભલા જીસ્સે હો બીઆમ
દીલ કહું મારે કરમકી કહાનીરે
મીલે ન કોઇ સહેલાની—નજરીયાં૦

૮

રસીકા—અજી ચલીયેજી ચલીયે ગુમાની છેલા જરા આસ્તે
કદમકો ઉઠાઇયે,
આસ્તેકદમકો ઉઠાઇયે, અજી જરા આસ્તેકદમકો
ઉઠાઇયે—અજી—
વારી વારી જાઉં તોપે લ્હેરી ઓ લાલા નેના
કટરીયાંશેં ઘાયલ,
બાંકેખાં—તેરે નખરેપે જી નીસાર જરાતો જાની ગલે લગા,
રસીકા—જાયગી ઇજ્જત મોરી સૈયાં ઐયાં છોડો કોઈ દેખેગા,
બટાઉ—રાજી મીયાં બીબી તો કાજી દેખેગા તો કયા હોગા ?
રસીકા—વાહ વાહ અકકલ તુમારી
બાંકેખાં—તોરી સુરતપે દુનીયા સારી કરદુ કુરબાન માશુક
મેરી મતવાલી—અજી——

૯

અનુપ-લાગી લગની કુમારી તારીરે તારીરે તારો ક્રીડા તારી
હે ચિત્ત ચોરટી તન તાલાવેલી-પ્યારી ચિત્ત—લાગી-
ભુલવા મથતાં એ ભામા નાતું ભુલાતી રામા
કર્યું કામણ શું વ્હાલી મારીરે મારીરે મારી અહોમારી-હે.
તનમન અમુલ્ય મારૂ વિના મુલે તેં ખરીદયું
હદ કરી આહા અલબેલીરે અલબેલીરે અલબેલી
આનવેલી-હે ચિત્ત૦
મીઠી મીઠી વાણી વદી ભોળાને ભમાવ્યો ભારી
હાડહસ્ત ભાગ્યાંઠગાર.રેઠગારીરેઠગારી હાંઠગારી-હેચિત્ત.

૧૦

અનુપ—જયશ્રી—
ઓ ધન્ય મીત્ર, ધન્ય પ્રીત, ધન્ય દોસ્તદાર,
મિત્ર સુખે સુખી મિત્ર દુઃખે દુઃખી વીરલા એવા યાર
પ્રેમી પુંકે પ્રેમીને તે નહી બદલાની આશ
ફુલડાં આપતાં બદલા વિના જોને નિર્મળ મીઠી વાસ
સાચી પ્રિત મિત્ર કાજે ઝેર પી જનાર

છતાં તો એવા વીરલા અદ્ભુત માનનાર
મિત્ર રજ દુઃખને તે મેરૂ માનનાર
નીજ દુઃખ મેરૂ તેને રજ સમગણી મહાલનાર—
દુઃખ—

---

નેપથ્યમાં અનુપ—

પ્રેમી જનની ન્યાતમાં, ઘણાંક ઘેલાં હોય:
વણ તેડે વણ નોતરે, જમવાની તક જોય.

---

૧૧

ક્રીડા—અડકો ના મને અનાડી હું તો હારી તમારાથી હારી—અડકો—
અનુપ—મીઠી વાણી તુજ ઉર ઉછાળે મધુરી જાને માની
છણકાઇને છબીલા કાં નાસો
ક્રીડા—આ શી ટેવ તમારી—અડકોના—
અનુપ—પ્રીત કરી પાછા શું પડતા ભ્રમર ભોગી કમળ બીડાતાં?
મનમાં ભાવે શાણી શાને મફતની મુગસાઈ—અડકો ના—

૧૨

ક્રીડા—વાહરે વાહ મારા મદ ઘેલા મોહન,
અનુપ—હાંરે હાંશાણી સીતાને ધન્ય ધન્ય,
ક્રીડા— ડોળાળી, ઠગુમગું, નાજુક, ડોકને,
આવોજી આવો, આલીંગું અલબેલા,
અનુપ—આવ્યોજી આવ્યો ભેટી લ્યોને બાળા,
ક્રીડા—જાઓ, જાઓ, જાઓ બનાવ્યા રાજ—વાહરે વાહ—
અનુપ—પ્રેમ ત્યાં નહીં નેમ છે, નેમ ત્યાં નહીં પ્રેમ,
રવી રજની એક સાથમાં, કહો ઉગશે કેમ ?
વાહરે વાહ—

૧૩

સખીઓ—સખી શાણીરે પ્રામી તું સ્વામી આ વીરરાજને,
જીવનસાર મણીને ચાલજે, ચિન્તે તું રાખજે, સેહને
સુધરાજે—શાણીરે—
એ સાથે સુભાગી સંસારને, શ્યામ સલુણા સુજાણને;
ક્રીડા—વારૂ આ વારૂ સમજીએ સહુએ
સખી—વાહરે ગોરીના ગુમાનને
ક્રીડા—શાણીછો જાણીએ ડાહી દુર જાઇએ
સખી—વાહરે વરઘેલી ગુમાનને—સખી૦

૧૪

રસીકા—શાવરીયા તોરી લગનમેં (૨)
લોક મુવે બદનામ કરતહે
કોહે તેરા લુટારે હાં જોબન તેરા લુટારે—શાવરીયા૦
બાટે ઘાટે મોહે રોજ સતાતે
કહે તેરા લુટારે હાં જોબન તેરા લુટારે—શાવરીયા૦
જીયા હમારા જાયગા બિરહમેં તોરી કસમ
ફીર કીસ જીકી ખાયગા બાલમ તું જુઠી કસમ
ચશ્મા કૈયાજસે કુચ્છ હમકો ઇસારા હોવે
નામ હો આપકા ઔર કામ હમારા હોવે—સાવરીયા.

ક્રીડા-સખીઓ— ૧૫

પોઢો પ્રેમે કુંવરજી ઝુલાવે માત તારી
ક્ષત્રાણી જાયા દીપાવજે તું કુખ મારી—પોઢો૦
ઝુલો પ્રેમથી કીશોર, મન માંહી ધરો મોદ;
મારી આંખની કીકી સુખ ભેર, રસરેલ
વીર તેજ, સુત એજ, ધારી ડોલાવે દિગંત
તારે પીતુ કુળ સુમંત
શત્રુ વદ શાબાશ શુર તારૂં દેખી ભારી—પોઢો.

૧૬

ક્રીડા—રણુ ઘેલડા રણુ સંચરોરે અધીરી ઘોડલી થનગને
હાંશી કરી સખી મેણું ન મારે શત્રુથી સાચા રહી
લડજોરે—અધીરી-
હું ઘેર રહીને ગુંથીશ બખ્તર સાંકળી આંસુ ન
ડરજોરે—અધીરી—

ઝુંઝજો, રણુ શીરતાજ, તજી મુજ યાદ, રશીલા રાજ,
અનુપ—સુંદરી, સફળ અવતાર, કરવા કાજ, અવસર આજ;
ક્રીડા—પધારો ભલે ભરથાર, જુવે રણવાટ, વગાડો હાક,
અનુપ—રમણી, હૃદય આધાર, મળીશું જો, લખેલું ભાગ્ય;
રામ
ક્રીડા—રામ
અનુપ—છે રામ રામ.

૧૭

સર્વ—જય જય દેવી ઇશ્વિરી શીશ ખોળે તુજ માત;
ઉગારજે કે મારજે અમો તો નીમીત માત્ર.
બાળાઓ—વિજય વિજય વરતાવી વ્હાલા વીર વહેલા આવજો,
શીશ કપાતાં ધડ લડયાં એ જાતી તમ ઉર લાવજો.
રાજપુતે—પરાપુરથી ભારત ભુમી લીલી રાજપુત લોહીથી
અનુપ—વિદેશી હાથે જાતાં ચુરી કા'ડે ધાગા મુળથી.
એ રાખજો ચિત્ત સાથ
રાજપુતો—ન ભુલે ક્ષત્રં જાત
બાળાઓ—ફતેહ કરો ભલી ભાત
રંક બેલી જગદીશ સાહે જુલમા તો જખ મારશેજો-વિજય.
અનુપ—કુળદીપક સદ્‌ભાગીકો દેશ દીપક દેવાંશ
જગદીપક જગદીશનો કોઇ અલખ્યજ અંશ-વિજય-

## અંક ૨ જો.

---

૧૮

રસીકા—ચલો મીયાં લટક મટક હું ચટકસેં પાઉં ઉઠાવો
મીયાં તુમ અધર ચલોહું જમીપે પાઉં ન ધરો
પાઉં ઉઠાવો લંબે ચોડે હાથ સિનેપે ધરો
દુસરા હાથ રખોજી શિરપે કમર ટેડી તુમ કરો—ચલો૦
બટાઉ—એસા નાચ શીખાને વાલી તું અમ્મા મેરી મરો
બાકેખાં—ચખો ઈશ્કકી મઝા મીયાં તુમ બટાઉજી મત ડરો—ચલો.

૧૯

રસીકા—તેરેપે યાર દીવાના દીલ આ
પ્યારા પ્યારા પ્યારા પ્યારારે......યાર દીવાના—
શીવા ઉલ્ફત હમે ઔર ન શીખી હે
અપની કસંમ હુય પ્યારા પ્યારા પ્યારારે......યાર દિવાના
લાખ કીતાબ મયને ફીરાકે દેખા
ન દેખા જે ચરમોસે ન્યાલા ન્યાલા ન્યાલારે...યાર દિવાના

૨૦

લતા—નાથ નગીનારે ના છેક નમેરા થઇએ
શ્યામ સલુણારે જીવ સાટે વ્હાતું વ્હાઇએ—નાથ.
જયશ્રી—છલકે નાળાં સહેજમાંરે, સાગર ના ઉભરાય કદીરે;
લતા—ચંદ્ર ઉછાળે નાથ પલકમાં [૨]
પ્રેમ પ્રભુનેરે જીતી વશ કરતો જગ જાણે—નાથ.
જયશ્રી—સમજે શાણાં સાનમાંરે, હઠ મુકી રેહ માનમાંરે;
લતા—શીર સાટે છે સ્નેહ સલુણા [૨]
જાય જુવાનીરે કળી આ કોમળ ભેટો ભાવે—નાથ.

૨૧

લતા—દીલ લગાવી ક્યાં જશો ઓ દીલબર હાં જશો ક્યાં દીલબર
હા જશો ક્યાં દીલબર હાંહા જશો ક્યાં દીલબર—દીલ લગાવી.

જયશ્રી—તું થઈ દીવાની પ્રેમની, હઠ કરતી ઘેલી શીદની;

લતા—તરશી ચાતકડી સ્વાતિની—ઓ દીલબર હાં જશો ક્યાં—

જયશ્રી—તજી લાજ બાળ આ શું કરે છે, શરમ મારમ દુર થા અરે,

લતા—સાગર તજી જાયે ક્યાં નદી ઓ દીલબર હાં જશો ક્યાં દીલબર.

નેપથ્યમાં ક્રીડા —



પ્રેમ અમૃત સરસરસ પણ ભય વડે વિષ થાય છે,
જો પ્રેમ સાચો પ્રેમીનો તો જીવ જતાં એ ન્હાય છે.



૨૨

ક્રીડા—મારો મોહન કોઈ મીલાવેરે ( ૨ )
જીવ જોઇએ તો લે દ્રવ્ય ગમે તો લે—મારો.
મોંએ માગેલું લે પણ વાલમ દે
કાંઈ બાળ તો કહે કાંઈ વીતી તો કહે—મારો.
ઓ પંખી તરૂ પત્ર સૌ વિચરો વ્હાલા જ્યાં વસે,
સમજાવો કંઈ શાનમાં દાશી તમારી રડે
જરા કહેતાં આવે નામ સુણતાં આવે
દોડી દોડી આવે ઉડી ઉડી આવે
વાયુ વેગે આવે વિજ થઈ આવે........મારો.

૨૩

ઝખીઓ—આલી મળશે પતિ ધીર ઉર ધારીએ
આધાર ઈશનો રાખીએ......આલી.
વાલમ વિલાસી આવશે વ્હાલી હાં આવશે વ્હાલી
પુરશે કોડ એ ભેટીરે......આલી.
પધારે પીયુજી ત્યારે રીસાઈ હાં ત્યારે રીસાઈ
બ્હેન બદલો એ વાળીએ......આલી.

નેપથ્યમાં લતા—પામરજન પાસાનુ પાલકને ગ્રહે છે,
સંસાર સીંધુ તરૂ વ્યર્થ ચિન્તે ચહે છે.

લતા-જયશ્રી- ૨૪

ચાલો ચાલો ચતુર ચાલાકી ચલાવીએ
આપણ શુરવીરોનાં બાળ છીએ કાળ તણાં કાળ
એ ફેલી ફીતુરીથી ફાવીએ......ચાલો૦
દગાખોરોને દંભે દબાવશું
ગર્વિના ગર્વ તજાવશું .....ચાલો૦
દગ્ધ હૃદયને શાન્તિ મળેજો
અનુપને આંહી લાવીએ .....ચાલો૦

૨૫

કંચનીયો—અજી જાવ સૈયાં તુમસે ન બોલું મયે
મોહે સંગલીયો પીયા ન માનુ મયે—અજી૦
ઈશ્ક ક્યા ચીજ હય કામીલસે પુછાના ચાહીયે
કીસ તૌરસે જાતાહે દીલ બેદીલસે પુછાના ચાહીયે
હય ક્યા તડપનેમેં મઝા ઈશ્કીકો પુછાના ચાહીયે

હશકી લહુજ્જલકે ખિસ્મિલશે પુછાના ચાહીયે
શાયરી સહુની તોરી સુરતપે દીવાનીરે
તુઝે મીલતા હય કયા સતાનેશે—અજી૦

બાંકેખાં-કોરસ— ૨૬

દિલદાર મીલી મુરાદ ફલી ગબરૂ ગોરી બસ બેડા પાર
અબ શાદી રચું ગા બ્યાહ કરૂંગા જોબન લુટું ગા ઘોડે ચડું ગા
નૌશાહ બનું ગા વાહ વાહજી વાહ વાહ
લઉંગા ચુંબી શરમીંદી હોગીઉઈ ઉઈ કરેગી મઝાહ હય મઝાહ
ગાડી જોડાઉ સાથ બીઠાઉ ઔાર કેહલાઉ બડે જાવ મેહરબાન.

૨૭

અનુપસિંહ—ચાકે ચઢી પડનાર દશાથીરે નરનાર
છેના કોઈ બચ્ચું—બચનાર
સદા નહી નભનાર દશા જે ચાહે તે કરનાર
દીઠી આજ તે નહી કાલ..........દશાથીરે-
ભ્રમર વિચારે કમળમાં પ્રાતઃસમે સુખ થાય
કમળવૃંદ વિધી લેખથી હીમ પડી જલી જાય—છેના૦
મેંમાન રહી ઘડી ચારના શશી અસ્તાચલ જાય
આ રવિ પાદ કુસુંબી શું ઉગતાં અહીં જણાય—છેના૦

૨૮

ક્રીડા—ઓ પીયુ આવો આવી બચાવો ન શાણા સતાવોરે
આવોજી આવો ના તરશાવો બળતી બચાવોરે—ઓ પીયુ૦
આ તન કુંડ રચી મહીં ઈંધન અસ્થિતણાં પતિ ધ્યાન ધરૂં છું
મધ્ય ધરી વિરહાનળ આપજ અશ્રુતણી ધૃતધાર કરૂં છું
હું સુખઆહુતી આપી હુતાશન ધીરજ શ્રીફળ ધારી રહીછું,
રેપ્રીય રેપ્રીય રેપ્રીય રેપ્રીય મંત્ર નિરંતર પાઠ કરૂં છું
હાં અરે હાં અરે હાં......................ઓ પીયુ૦

## અંક ત્રીજો.



૨૯

અનુપ- જગમાં મીત્ર ખરે અમુલખ છે.
ત્રીવિધ તાપ ટાળે સદાય—જગમાં—
માત તાત કે પાસ પ્રિયાની વાત ન થાય જે જરી જરી
મીત્રને તે કહેવાય સહી
વાત વિશામો હ્રદય કરાર.
સુખ દુઃખ વાત, કોને કહેવાય, મિત્ર વિનાય
મરવું મુંઝાઈ;
હ્રદય ભાર, હલકો થાય, મિત્રની પાસ, કહી
કે રોઈ-જગમાં-

૩૦

ઈલા—તજી માયા મનવા રટ નાથ નીરંજન નામરે-
મુકી જગની આ આળપંપાળ ભજને શ્રીહરીરે-તજી.
પ્યાર પૈસાની ભાઈ ભવમાં ભવાઈરે
નીત જે તેમાં મનવા શાની નવાઈરે
છે પળ બેનું આ બજાર મનવા ધારીયે-મુકી-
રે મન તનથી તા'રે કેવી છે યારીરે
સર્પ કંચુકી પેરે અંતે તો ન્યારીરે
એ કાયાનાં શાં ગુમાન મનવા ધારીયે-મુકી-

૩૧

ઈલા—છોડો મમતા, મન ભમરા છે ના સાર જગમાં
સાર જગમાં ના મનવા સાર જગમાં--છોડો—
વિશ્વ વીકટ વનવગડે, પામર પંથી મન મુંઝાયે,
મૃત્યુ વિશ્રાંતિની વાટ જગમાં—છોડો-
જીવન પુષ્પની જગ બાગે, પ્રફુલ્લતા ક્ષણમાં કરમાયે,
જન્મ્યું તે સહુ છે જાનાર જગમાં—છોડો—

૩૨

લતા—દિલ દર્દનીરે વાતો કહીએ કોણ માને છે
દોરંગી દુનીયા ઉલટી દરદી દંડે છે-દિલ-

કનક પાત્ર કીડા વશે એને શો અભિલાષ
ભવ્ય હવેલી હું વસું અંતર અતિ નિરાશ
શરીરનું ઢાંકણું સહુએ સુખી જાણે છે-દિલ-
(હે મન) રંગ પીધો તો લ્હાવો લે ખુણે કેમ ભરાય
સાધ અર્થ કે દેહને પ્રેમી હો તો પાડ
સાચી પ્રિતડી તો સદા શીરના સાટે છે-દિલ-

૩૩

લતા—આપ્યું વચન તે નીભાવજોરે નાથજી
મોહન મનાવું કરને મહાવું ફુલી જાશે રે
ડાહપણ હો રાજવી—આપ્યું—
જયશ્રી—ગોરી તજ ગુમાનને કદી ન ઝાલું હાથ
જો ઝાલું તો જીવથી ગણીશ જ્યાદે બાળ
લતા—જીતું છળ બળ કળથી
જયશ્રી—જોઈશ ચાલાકી તારી વાહ વાહ વાહ
લતા—પધારો પધારો પધારોજી પ્રાણ—આપ્યું—

૩૪

બાંકેખાં—હાય દગા અબ જાઉ કહાં મુહ દીખાવું કીસ તરાંહ
બટાઉ—મઝા ઇશકકી યે મીયાં બુલંદ નસીબપે વારીયાં,
હીજુ—અલ્લાહ સલામત આપકી હરદમ રખે યે જોડીયાં;
દીલારામ—લેલીમેં તોડ પીયાડે મોલે તુંમેલા મજનુ મીયાં.
બાંકેખાં—કાટલુ તોરા જબાન,
દીલારામ—માલના મે તોલી જાન
બાંકેખાં—લે લે જાન વાહરે જાન હાયરે જાન,
યે બલાકે બદન કીશ તરહ લપટાવું કહો, ?
દીલારામ—નખલા મેલા દેખો ફીલ જી આય વો કહો ?
બધાં—વાહ નાજો ભરા લટકા કીસી નસીબ કહો ?
બાંકેખાં—અબ શર પટક મર જાઉં જબા કાટ કહો ?

નેપથ્યમાં લતા—હંસ ગયો સરવર વીશે દીઠું અમૃત સાર;
પીધા વિણ પાછો વળ્યો કોણ બુઝાવે લાહ્ય.

૩૫

લતા—એક સમે સુતો હું જ્યારે શયન ભુવને પલંગ મહીં,
વિચિત્ર સ્વપ્નું આવ્યું ત્યારે મધ્ય રાતે મુને એક તહીં.

મોહિનિ રૂપ ધરી ભોળાને ભરમાવ્યાતા જે રૂપે,
તે રૂપથી અદકી સુંદરી આવીને સુતી મુજ સોડે.

કંઈ કંઈ મધુરી વાતો કરીને દિલ મુજ જીત્યું ક્ષણની મહીં,
બોલી વ્હાલી જાઉં છું જુવો વ્હાણું વાતે ગયું વહી.

કહ્યું મેં ત્યારે અમૃત પ્યાલો ધરી હોઠ સુધી દીલદાર,
વિખ વિરહનું પાવા વ્હાલી કાં થઈ તું હાવે તૈયાર.

હાથ મુજ તરછોડી નાંખી ચાલી ત્યાંથી ઘરની બહાર,
હું પણ પાછળ ગયો અને આવ્યો દરીયો અટકી તે નાર.

દુર દિવાના પ્રેમી રે'જે બોલી બાળા પડી દરીયે,
હું પણ પાછળ પડી મરવા તૈયાર થયો તવ તે ઘડીએ.

દીનાનાથ નામે એક જોશી આવ્યો સોગન દઇ બોલ્યો,
ના પડ મળશે પ્યારી પાછી કહું હું તુજને એક રસ્તો.

૩૬

લતા—જાઓ જાઓ છેલા છેડો ના છળો ના ભોળી ભોળી
ના ભમાવો
જયશ્રી—શાણી સુંદરી શાને શરમાઓ—જાઓ
જોબન ગુલાબની મીઠી મઝા ને

લતા—જોબન શું ને લ્હાવા શા
જયશ્રી—સમજો છો કે ના
લતા—કીકીમાં એવું
જયશ્રી—છલબલી
ના?

લતા—

૩૭

લતા—હૈયોજી કેવા ભમાવ્યા ભોળીઆ મારા વાલમા
વાતે કીધા વશ રાજના રશાલા

જયશ્રી—ઓ હો ઓ ઓ ઓ—હૈયોજી.
રસીલી રમણીની બલીહારી
લેઉં હું ભાવથી આવ મધુરી

લતા—વાહરે વાહ વા હઠીલા રાજને મનાવ્યા-હૈયોજી.

૩૮

રાજદુતો—પાપી પર થાવો ના રાણા કૃપાળ
હિસુ—પલપલ ચરચર તન બળે ઝટપટ કરો હાર—પાપી.
મમતે મરે મુરખ મથી હર્ષે કરે તે થાય છે.
વીતી તવ હવે સમજ પડી—પલપલ.
અનુપ—વેરે ડશેલાં માનવી હડકાઈ સેજે જાય છે
ભાન ન રહે ડસ ડસી—પલપલ-

૩૯

સર્વ—પદ્મ પ્રભુમતી ભગવતી જય દેવી સ્વરૂપ સગુણ,
સતી શિરામણી સત્ય ચીંતામણી મંગળ મુર્તિ અનુપ-પદ્મ
ધન્ય સુંદરી, જીવન તુચ્છ ગણી, હાં દેશની દાઝ ધરી,
સ્વદેશી પ્રેમીની વારી બલીહારી પડીએ ચરણમાં,
મ હા દે વી ના... ... ... ..ધન્ય સુંદરી.
તીરકટ તકધે ધીન્ના ધાગીન્ના ધા ધા ધા તુન્ના
ધાગીના ધાધાધા તુન્ના ધાગીન્ના ધાધાધા તુન્ના-તીર-
કીટ તક ધુમ કીટ તક ધીત્તા આ આ સુખરંગ,
ધાન ધા ધા ધા કડાન ધા ધા ધા,
ધા ધા ધા-તીરકટ તકધે.

પ્રેમીઓનો જય

નો જય !